

# ફઝુલી નિકાહના



# ફતવાનો જવાબ.

---

**પ્રસિદ્ધ કરવાનો હેતુ**

તકલેદી અને બનાવટી બાબતો જાહેર કરી પોતાની મતલબ અને હિત સાચવવા કેવો પ્રયાસ કર્યો છે તેનું પોકળ ઉઘાડું પાડવા અને સાચી બીના પ્રકટ કરવા નામાંકિત ઉલમાઓની સહીઓ સાથનો ફતવો પ્રકટ કરવામાં આવ્યો છે.

---

છપાવી પ્રગટ કરનાર,

ખાકસાર ઇસમાઇલ સુલેમાન બદાત,

ઠે૦ બોધાણ.



૭૮૬

**તમામ તારીફ અને સનાં ખુદા તાલાને સજાવાર છે અનેં તેમના હબીબે પાક પ્યારા નબી (સ.)ને દુરૂદો સલામ ઝેબા છે.**

ન દે રંજ ગેબત સે લોગાં કો હરગીઝ,
યે ઇન્સાનદાશ્કા શેવા નહિં હય.
ન કર કીનાં બાઝીસે ખલ્કતકો નાલાં,
કે બદતર કોઇ ઇસ્મે ફિતના નહિ હય.

ઇસ્લામીઓમાં આપણા કેટલાક બંધુઓ દુનીઆની ખાતર પાક મઝહબે ઇસ્લામના પવિત્ર ફરમાનોથી વેગળા જઈ પોતાના સ્વાર્થ સાધવા ખોટી અને તકલેદી હકીકત જાહેર કરી સત્ય બાબતોને ગુપ્ત રાખી બીજાઓ ઉપર ખોટા આળ મૂકે છે, પવિત્ર મઝહબના ખરા ફતવાઓને સંતાડી દેવું એ મહા પાપ છે. પોતાનું વડીલપણાનું ઠબાણુ ચલાવી ઇસ્લામની રૂએ થતા કામોમાં હાની પોહોંચાડે છે અને બીજાને બદનામ કરવા ખાતર હડહડતું જુઠાણું અને ખોટી બીના પ્રકટ કરે છે. ખરી અને સાચી બાતતો જાણ્યા છતાં પોતાના હિતના માટે ખોટી હકીકત જાહેર કરી છે એ ઘણી શરમ ભરેલી વાત છે.

ઇસ્લામી બંધુ અને સુન્ની જમાતના વોહરા ભાઇઓને જાહેર કરૂં છું કે, જીલ્લે સુરત ગામ બોદાણના રહેનાર ઈબ્રાહીમ સુલેમાન બેમાથે "ફઝુલી નિકાહનો ફતવો" પ્રકટ

કર્યો છે. પરંતુ તેમણે ઉલ્માઓ સામે સત્ય બનાવને પડદા પાછળ રાખી ખોટી હરકત જાહેર કરી દીનદાર માણસો ઉપર હલકા શબ્દો લખી ફતવો છપાવ્યો છે.

અસભ્ય અને ખોટી બીના જાહેર કરવી તે શરમભરેલું અને શરીઅતમાં મોટો ગુનોહ છે, એવા જુઠાણાથી ખુદા પાક દરેક ઈસ્લામી ભાઈને બચાવે, અને સાચી હકીકત ઉપર અમલ કરવા તોફીક આપે.

શરીઅતની રૂએ જે નિકાહ સાબિત છે તેને ખોટો જાહેર કરી લોકોને અવળે રસ્તે દોરે નહિ તે માટે મારી સાચી બીના જાહેર કરી અને ઉલ્માઓના સહી ફતવા પણ પ્રગટ કરૂં છું કે જેથી તેમનું જુઠાણાનું પોકળ ઉઘાડું થાય. અને (જીના) હરામખોરી જેવા ગુનાહમાંથી બચી જાય.

ફેઝુલી નિકાહનો ફતવો આલીમો અને કેટલાક ગૃહસ્થોના નામની આડમાં પ્રગટ થયો છે. પરંતુ તેમના સમક્ષ પડેલી જુબાનીઓ વજુદ વગરની અપૂર્ણ અને એકતરફી છે.

મજકુર પ્રસિદ્ધ થએલા ફતવામાં પડેલી જુબાનીઓ ઉલ્માઓને જાહેર કરતાં તે ઉપરથી પણ પ્રથમ થએલો મારો નિકાહ (જાયજ) દુરસ્ત છે. તે કોઈ પ્રકારે ફાસદ થઈ શકતો નથી. એ બદલનો આ નીચે આલીમોનો ફતવો ટાંકવામાં આવ્યો છે. માટે એ બદલ જે ગેરસમજુતી ફેલાવવામાં આવી છે, તે ન્યાયદ્રષ્ટિએ જોવાથી દુર થશે.

પ્રસિદ્ધ થએલા ફઝુલી નિકાહના ફતવામાં ખાસ એક ઈજતદાર અને નિરદોષ બાઈનું નામ દાખલ કર્યું છે, તે તદન ખોટું છે માત્ર એ નેક બાઈને વગોવવા ખાતર નામ દાખલ કરી પોતાની મતલબ અને સ્વાર્થ સાધવા બાજી રચેલી છે. આવા જુઠા અને દુનીઆના સ્વાર્થ માટે કામ કરવું એ ઈસ્લામીને શરમભરેલું છે.

મારા પ્રથમ થએલા નિકાહ (જાયજ) દુરસ્ત છે અને પાછળ થએલા નિકાહ ( નાજાયજ ) નાદુરસ્ત છે તે બદલ આલીમોના ફતવા નીચે ટાંકવામાં આવ્યા છે.

(નાજાયજ) નાદુરસ્ત નિકાહથી જે ઓલાદ થાય છે તે વલદુજ જીના ગણાય છે અને શરીઅત મુજબ નિકાહ કરનાર ગુનેહગાર થાય છે. માટે તેવા ગુનાહથી ખુદા તાલા દરેક ઇસ્લામી બંધુને બચાવે.

---

## ફતવા.

સવાલ ૧

દીનના આલીમો અને શરેમતીનના મુફતીઓ આ મસલામાં શું ફરમાવે છે ? કે,

એક સ્ત્રીની ઉમર ૧૭-૧૮ વર્ષની છે તે બુદ્ધિશાળી છે તેવી સ્ત્રીને એક પુરૂષે બે સાક્ષીઓની સમક્ષ પૂછયું કે, તમે ફલાણા પુરૂષ સાથે નિકાહ પઢવાને મને રજા આપો છો ?

સ્ત્રીએ કહ્યું હા, મેં તમને મારા નિકાહ પઢવાની રજા

આપી. આ વાકયો સ્ત્રી મજકુરે બે શાહેદો સમક્ષ કહ્યા. જે માણસ સાથે નિકાહ પઢવાની રજા આપી તે પણ ત્યાંજ હાજર હતો.

સ્ત્રીના વકીલે–બે શાહદોની રૂબરૂ એક મોલવી સાહેબને કહ્યું કે, ફલાણા સાથે નિકાહ પઢવા ફલાણી સ્ત્રીએ મને રજા આપી છે. તેને નિકાહ પઢાવો તેને નિકાહની રજા આપું છું. તેથી મોલવી સાહેબે બે શાહેદોની રૂબરૂ મજકુર સ્ત્રીને તે પુરૂષ પાસે કબુલ કરાવી કે જેની સાથે નિકાહ કરવા સ્ત્રી રાજી હતી. તે પુરૂષે બે શાહેદોની રૂબરૂ કબુલ કરી. તેથી મોલવી સાહેબે કલમો અને નિકાહનો ખુતબો પઢાવ્યો. એવી રીતે મજકુર ઈસમનો સદરહુ સ્ત્રી સાથે નિકાહ થયો કે નહિ, તે મજહબે હનફી મુજબ ફરમાવો ?

---

## દીલ્હીના આલીમોનો ફતવો.

૧ જનાબ મવલાના મોલવી મુફતી મોહમ્મદ કિફાયતુલ્લાહ સાહેબ જમઈયતે ઓલમાએ હિંદની સભાના પ્રમુખ.

અલ જવાબ,

નિકાહ થઇ ગયો, તેમાં શંકા શું હતી, કે જે માટે તેહકીક કરવામાં આવી છે. હિંદુસ્તાનમાં ઘણું કરી એવી

વકીલાતથીજ નિકાહ પઢાય છે.

મહંમદ કીફાયતુલ્લા
મદ્રસએ અમીનીયા–દીલ્હી.

અલ જવાબ સહી,

એહકર અબ્દુલ રહીમ રાંદેરી
મોઅઇયન મુદરરીશ મદ્રસએ મોહંમદીઆ.

અલ જવાબ હક

મહંમદ હુસેન રાંદેરી
મોહતમીમ મદ્રસે મોહંમદીઆ.

અલ જવાબ સહી

સૈયદ મેહદી હસન મુફતી–રાંદેર, જી. સુરત.

અલ મુજબ મુસીબ

ફકીર મહમુદ હસન
મદરીસ મદ્રસએ મોહંમદીઆ–રાંદેર.

અલ જવાબ સહી

મોહમદ સીદીક
મદરરીસ મદરસા ડાભેલ.

અલ જવાબ સહી

મોહંમદ ઇબ્રાહીમ

---

# દેવબંદના આલીમોનો ફતવો.

અલ જવાબ

આવા સંજોગોમાં નિકાહ થઈ ગયો છે.

કજા ફીદ દુરે મુખતાર—ફક્ત વલ્લાહો તઆલા આલમુ

કતબા અબ્દુલ અજીજુર રહેમાન મુફ્તી

મદ્રસએ-દેવબંદ.

અલ જવાબ સહી

મોહંમદ રહેમતુલ્લા ગુલામ મુદ્રરીસ અવ્વલ

મદ્રસએ કઠોર-જી૦ સુરત.

તા૦ ૩ જીલહજ સને ૪૧.

અલ જવાબ સહી

એહકરૂલ ઈબાદ

મોહંમદ બીન ઇસમાઇલ કફલતવી.

ખાદીમ મદ્રસા અનજુમન ઇસ્લામ-ખોલવડ.

તા. ૩ જીલહજ સને ૪૧

---

# ભોપાલના આલીમનો ફતવો,

આવી રીતે નિકાહ મજકુર સ્ત્રી સાથે થઈ ગયા છે.

વલ્લાઓ આલમ

મોહંમદ યહયા કાજી

ભોપાલ રિયાસત.

સવાલ (૨)

## સદરહુ સ્ત્રીનો બીજો નિકાહ નહિં થવા બાબત.

દીની ઉલમાઓ અને મુફતીઓ આ મસલામાં શું ફરમાવે છે ? કે—

એક (બાલિગ) લાયક સ્ત્રીએ એક પુરૂષ સાથે પોતાના વારસોથી છુપી રીતે નિકાહ કર્યો તેની ખબર તેના વાલીઓને પડવાથી તે સ્ત્રીને નિકાહ કરેલા પુરૂષના ઘેર જતાં અટકાવ કીધો અને તેને સંભાળપૂર્વક રાખવા લાગ્યા. સ્ત્રીની ઇચ્છા પુરૂષને ત્યાં આવવાની હતી. છતાં તેમના વારસોએ અટકાવી રાખી. થોડા દિવસ પછી મજંકુર સ્ત્રીનો નિકાહ તેના પ્રથમ થએલા નિકાહવાળા પુરૂષ સિવાય બીજા એક તેના કુટુંબના પુરૂષ જોડે કરી આપ્યો તો આવી રીતે સદરહુ સ્ત્રીનો નિકાહ બીજા પુરૂષ સાથે થયો કે નહિં અને એવા નિકાહમાં શામિલ થનાર ઇસમો કેટલે દરજજે ગુનેહગાર થયા તે હનફી મઝહબ પ્રમાણે ફરમાવો.

---

## દીલ્હીના આલેમોનો ફતવા.

અલ જવાબ

તેના વારસોએ જે નિકાહ કર્યો છે તે સહી થયો નથી.

મુહંમદ કીફાયતુલ્લા

મુદર્રીસ મદ્રસએ અમીનીઆ—દેહલી.

અલ જવાબ સહી

ઐહકરૂલ ઇબાદ મહંમદ બીન ઈસમાલઇલ કફ્લતવી
તા. ૩ જીલહેજ સને ૪૧
ખાદીમ મદ્રસએ અનજુમન ઈસ્લામ–ખોલવડ.

અલ જવાબ સહી

મહંમદ રહેમતુલ્લા ગુલામ મદ્રરીસ
તા. ૩ જીલહેજ સને ૪૧
અવ્વલ મદ્રસએ–કઠોર.

અલ જવાબ સહી

(સહી) સૈયદ મેહદીહસન–મુફ્તી રાંદેર, જી. સુરત.
(સહી) ફકીર મેહમુદુલહસન કારી (મદ્રસએ મોહંમદીઆ)
(સહી) મોહંમદ હુસેન રાંદેરી(મોહતમીમ મદ્રસએ મોહંમદીઆ)
(સહી) મોહંમદ ઈબ્રાહીમ રાંદેરી (મોઇયન ,, ,,)
(સહી) અબદુલ રહીમ રાંદેરી.
(સહી) મોહમદ સીદીક (મદરરીસ મદરેસા ડાભેલ)

---

# દેવબંદના આલીમોનો ફતવો

બાલિગ (લાયક ઉમરની) સ્ત્રીએ જો પોતાનો નિકાહ પોતાની મરજી પ્રમાણે પોતાની કોમમાં કર્યો હતો તો તે સહી થઈ ગયો. આવા સંજોગોમાં તેનો બીજા નિકાહ જે તેના વારસોએ કીધો તે સહી થયો નથી.

વલ્લાહો તઆલા આલમ ફતબા.

અજીઝુર રહેમાન

મુફતી મદ્રસએ દેવબંદ

તા૦ ૨૫ શવ્વાલ સને ૪૧.

---

# ભોપાલના આલીમોનો ફતવો

જે નિકાહ તેના વારસોએ કર્યો છે તે નાદુરસ્ત છે અને તેમાં જે લોકો સામિલ થયા છે તે ગુનેહગાર છે અને શરીયત મુજબ સજાને પાત્ર છે.

મોહંમદ યહયા

કાજી રિયાસતે ભોપાલ.

તા. ૧૪ જીલહજ સને ૪૧

---

# રાંદેરના આલીમોનો ફતવો

## મવલાના મોલવી મુફતી મોહમદ હુસેન રાંદેરી.

દીની ઉલમાઓ અને મુફતીઓ આ મસલામાં શું ફરમાવે છે કે, એક સ્ત્રી બાલિગ (લાયક ઉમરની) અકલમંદ, સમજદારે પોતાની કોમમાં પોતાના વારસોથી છુપી રીતે તેજ કોમના એક પુરૂષ સાથે શરીઅતના કાયદા મુજબ નિકાહ કીધો અને સરકારી સ્ટાંપ ઉપર કરાર શાક્ષીઓ સાથે કરી આપ્યો. તેની નિકાહની ખબર તેમના વારસોને

થયાથી તે નિકાહ કરનાર પુરૂષના ઘેર જવા માટે તેને તેના વારસોએ અટકાવ કર્યો અને તેને સમજાવી. તેથી તેણે થએલા નિકાહનો ઈનકાર કર્યો. અને જણાવ્યું કે મેં નિકાહ પઢ્યા નથી તેમ હું કાંઈ જાણુતી નથી.

મજકુર નિકાહ કરનાર પુરૂષ કહે છે કે, સ્ત્રી મજકુરે મને પોતાના હસ્તે સહી કરી સરકારી સ્ટાંપ ઉપર કરાર શાક્ષીઓ સાથે કરી આપ્યો છે. અને નિકાહ પઢયો છે. તે સ્ત્રી તરફનો વકીલ અને બે શાક્ષીઓ હાલ મોજુદ છે. એ બાબતને થોડા માસ વિત્યા પછી એક મોલવી સાહેબે આવી મજકુર નિકાહ કરનાર પુરૂષને પૂછયું કે તમે મજકુર બાઈ સાથે નિકાહ પઢયો છે? મજકુર પુરૂષે જવાબ આપ્યો કે હા! ત્યારપછી લખાણુની બાબત પુછવામાં આવી તે માટે તેમણે જણાવ્યું કે હા. આ નિકાહનો કરાર મારી પાસે છે. પણ હું હાલ બતાવી શકતો નથી. જરૂર પડે પાછળથી રજુ કરીશ. નિકાહ કઈ જગાએ થયા છે તે બદલ જગા બતાવવા નાપાડી. ત્યારબાદ પુછવામાં આવ્યું કે, નિકાહ વેળાએ કેટલા માણુસ હતા?

જવાબ—માંરા સિવાય ચાર માણુસ હતા.

સવાલ—વકીલ અને શાહેદો કોણુ કોણુ છે?

જવાબ—ફલાણા ફલાણા છે.

સવાલ—તેમના બાપનું નામ શું છે?

જવાબ—તે મને યાદ નથી. કરાર દસ્તાવેજમાં છે.

ઉપર મુજબ જવાબ ઇસમ મજકુરે આપ્યો છે માટે તેનો નિકાહ ફાસીદ (નાદુરસ્ત) થયો કે નહિ તે મઝહબે હનફી મુજબ જણાવશો.

---

## રાંદેરના આલીમોનો ફતવો.

જવાબ—

આવા સંજોગોમાં નિકાહ ફાસદ થયો નથી ફકત વલ્લાહો તઆલા

મહંમદ હુસેન રાંદેરી
મોહતમીમ મદ્રસે મોહંમદીઆ.

આ સંજોગો વચ્ચે મઝહબે હનફીઆની રૂએ નિકાહ સહી દુરસ્ત છે.

ફકીરમહંમદ હસબુલકારી
મદ્રસએ મોહંમદીઆ–રાંદેર.

જવાબ સહી

એહકર અબ્દુલરહીમ રાંદેરી.
મયઇન મદ્રસએ મોહંમદીઆ–રાંદેર.

અલ જવાબ સહી

મોહંમદ ઇબ્રાહીમ ગફરલહુ

અલ જવાબ

સૈયદ મેહદી હસન મુફતી–રાંદેર જી૦ સુરત.

અલ જવાબ સહી

મોહમદ સીદીક
મદરરીસ મદરસા–દાભેલ.

આ સઘળા ફતવાઓ ચોક્કસ રીતે સારા નામાંકિત આલીમો તરફથી આવેલા છે જેનો તરજુમો ગુજરાતીમાં કરાવી પ્રગટ કરવામાં આવ્યા છે.

મજકુર સ્ત્રીએ કરેલો અસલ કરાર દસ્તાવેજ તથા દરેક ઉલ્માઓ તરફથી આવેલા અસલ ફતવાઓ અમારી પાસે મોજુદ છે. જેઓને એ બદલ શંકા હશે તેમને બતાવવામાં આવશે. જે ઉપરથી ખાત્રી થશે.

ફઝુલી નિકાહનો આખો ફત્વો લક્ષપૂર્વક વાંચવામાં આવે તો જણાઈ આવે છે કે, મૂળ સવાલ અને તે ઉપર અપાયલા જવાબનો કાંઇ પણ સબંધ નથી. તેથી તે ફત્વો કેટલો બનાવટી અને પોકળ છે તે ખુલ્લું થાય છે. અને તેની સાબીતી અમારી પાસે મોજુદ છે.

ઇસ્માઇલ સુલેમાન બહાત.

સુરત—ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસમાં,
ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.